વધામણી ! વધામણી !

# ગુરૂ નાનક



## શિખ ધર્મના સંસ્થાપક

નો

## જન્મ દિવસ.

---

તા. ૧૧મી નવેમ્બર ૧૯૨૪

# ગુરૂ નાનક



## ૧૪૬૯–૧૫૩૮

નવિન યુગ અથવા સર્વત્ર પ્રકાશ ગુરૂ નાનક જ્યારે પધાર્યા ત્યારે તેમણે પોતાની પ્રજાને અધમ દશામાં પડેલી જોઈ. પંજાબ દેશ કે જે એક વખત સત્તા અને શાણપણની ભૂમિ હતી તે પરદેશીઓના વારંવાર હુમલાથી નિરાધાર અને પાયમાલ થઈ ગયો હતો અને હિંદનાં દ્વાર આગલ એક સાદડીના સ્થિતિમાં પડ્યો હતો. ત્યાંના વતનીઓ શારીરિક અને માનસિક શક્તિમાં ક્ષીણ થઈ ગયા હતા. તેમની પાસે વેપાર ન હોતો, ભાષા ન હોતી કે જાગૃત કરે તેવા ધર્મ પણ તેમના પાસે ન હતો. તેમણે સ્વમાન તથા ભ્રાતૃભાવ ગુમાવ્યાં હતાં. અત્યારે પંજાબીઓને બહાદુર; મીલનસાર, વ્યવહાર કુશલ અને એવાં એવાં નામોથી બોલાવવાના રૂઢી થઈ પડી છે, અને આપણે તેમને થોડો વખત પહેલાં ફ્રાન્સ અને બેલ્જીઅમની સ્ત્રીઓ અને પુરૂષોના ઈજત માટે પોતાના દેશથી હજારો માઇલ દૂર લડતાં જોયા છે; પણ આપણે એક વાત ભૂલી જઈએ છીએ કે તેજ લોકો, શીખ ધર્મના જન્મ પહેલાં, ઘેટાંની માફક બચાવ અર્થે કંઈપણ કરવાની હિંમત વગરના થઈને પોતાની ઓરતો અને બાળકોને ઉપાડી જતાં જોઈ રહેતા હતા. તેમને એકતા કે બંધારણનું ભાન હતુંજ નહિ. જ્યારે બાબા બુદ્ધે, પોતાનાં ખેતરોનો નાશ કરવા ચઢી * આવેલ દુશ્મનને હાંકી કાઢવા પોતાના બાપને કહ્યું

* તે ગુરૂ નાનકનો એક પ્રથમનો શીખ હતો અને તે છઠ્ઠા ગુરૂના સમય સુધી જીવતો હતો. તેણે તેની ભક્તિમાટે ગુરૂઓ એટલું બધું માન આપતા હતા કે જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી તે તેમની અભિષેકની ક્રિયા કરાવતો.

ત્યારે તેના બાપે માત્ર માથું હલાવ્યું, અને તેમ કરવાની પોતાની અશક્તિ જણાવી. જ્યારે ગુરૂ નાનકે પોતાના લોકોને શત્રુઓનો ત્રાસ અને ક્રૂરતામાં નિરાશ થયેલા જોયા ત્યારે તેનું હૃદય ઘાયલ થયું. જ્યારે ગુરૂ નાનક બાબરના હુમલાઓનો ત્રાસ નજરે જોતો હતો ત્યારે તેણે મર્દનના રીબેકની સાથે પોતાનાં જે પ્રખ્યાત ગાયનો ગાયાં છે તેમાં દર્શાવેલ બીજાંના દુઃખ માટેની પીડા બીજે કોઈ સ્થળે વર્ણવવામાં આવેલ નથી. તેમાંથી માત્ર બેજ ગાયનો અત્રે આપવાં બસ થશે.

( ૧ ) જ્યારે પ્રભુનો અવાજ મારીપાસે આવે છે ત્યારે તે હું તને જણાવું છું. ઓ લાલો.

બાબર પોતાના દુષ્ટ હુમલા સાથે કાબુલથી ધસી આવે છે અને ફરજીયાત ભેટ માગે છે, ઓ લાલો.

કાયદો અને વ્યવસ્થા નાશ પામ્યાં છે, અને જુઠાણાનું જોર વધ્યું છે, ઓ લાલો.

કાઝી અને બ્રાહ્મણના ધર્મો નાશ પામ્યા છે. અને તેને બદલે રાક્ષસ લગ્નનાં ગીતો ગાય છે, ઓ લાલો.

મુસ્લીમ ઓરતો પોતાનાં શાસ્ત્રો વાંચે છે, અને દુખમાં પોતાના પ્રભુને બોલાવે છે, ઓ લાલો.

ઉચ્ચ અને નીચ વર્ણની હિંદુ સ્ત્રીઓ પણ તેજ દશા ભોગાવે છે, ઓ લાલો.

મૃત્યુના મરશીયા ગવાય છે, ઓ નાનક, અને કેસરને ઠેકાણે લોહી રેડાય છે.

આ શબથી ભરેલ શહેરમાં હું પ્રભુની ભલાઈ નાં ગીતો ગાઉં છું અને આ ચેતવણીનો ધ્વનિ ફેલાવું છું.

· જે પ્રભુએ આ લોકોને બનાવ્યા છે તથા જુદાં જુદાં સ્થળો તેમને આપ્યાં છે તેજ પ્રભુ પોતાનાં ગુપ્ત સ્થળોમાંથી બધું જુએ છે.

પ્રભુ અને પ્રભુના નિર્ણયો સાચા છે અને તે અપવાદવાળા ન્યાયને દૂર કરશે.

કપડાંના ચીરાની માફક શરીરો ચીરાશે; અને હું જે કહું છું તે હિંદ સંભારશે. તેઓ ' ૭૮ માં આવ્યા અને ' ૯૭ માં ચાલ્યા જશે, અને ત્યાર પછી બીજો બહાદુર પુરૂષ ઉત્પન્ન થશે.*

નાનક એક સત્યરૂપ પ્રભુનો સંદેશો કહી સંભળાવે છે અને સત્ય જાહેર કરે છે કારણ કે આ વખતે તેની જરૂર છે.

( ૨ ) બાબર, કે જે ખુરેસાન પર રાજ્ય કરતો હતો હિંદુસ્થાનમાં આવ્યો અને ત્રાસ ફેલાવ્યો. પ્રભુ પોતાને શિર ઠપકો લેતો નથી. તે તો મૃત્યુ પોતેજ મોગલનું સ્વરૂપ લઈને આપણી સાથ લડાઈ કરી છે.

જ્યારે આટલી કતલ થઈ, આટલી બૂમો પડી ત્યારે પ્રભુ ! તને દુ:ખ ન થયું !

સરજનહાર ! તું બધાનો છે.

---

* એટલે કે, મોગલો કે જેઓ સંવત ૧૫૭૮ ( ઈ. સ. ૧૫૨૧ ) માં આવ્યા અને ૧૫૯૭ ( ઈ. સ. ૧૫૪૦ ) માં ચાલ્યા જશે. પાછલી તારીખ હુમાયુનું નાસી જવું એ બતાવે છે. બીજો બહાદુર પુરુષ તે શેરશાહ સૂરી સમજવો કે જેણે તેની પાસેથી રાજ્ય લઈ લીધું અને જેને રાજા તરીકે ગુરુ નાનક હૃદયમાં ચ્હાતા હતા.

જ્યારે એક બળવાન પક્ષ બીજા બળવાન પક્ષને મારી કાઢેછે ત્યારે ગુસ્સાનું કારણ કંઈ હોતું નથી—

પણ જ્યારે એક ખાઉ ધરો સિંહ પશુઓના ટોળાંપર ચઢી આવેછે ત્યારે તે ટોળાંના ધણીએ પોતાનું પુરૂષાતન બતાવવું જોઈએ. એવું કહેવાય છે કે ગુરૂ નાનકને આ દેખાવ જોઈને એટલું બધું લાગી આવ્યું કે તે દુઃખથી ઢલી પડ્યા અને તેને મૂર્છા આવી ગઈ. તે ટોળાંનો માલિક, જો તે ગુરૂ ગોવિંદસિંહના સ્થિતિમાં હોત તો તેણે શું કર્યું હોત? ત્યારે તેણે માત્ર બૂમ પાડી હોત. પણ જો તેની પાછળ એક પ્રજા હોત તો તેણે શું કર્યું હોત?

અફસોસ! તેની પાછળ પ્રજા ન હતી તેણે અને તેના અનુયાયીઓએ પ્રજાને ઉભી કરવાની હતી. પણ તે નિર્માલ્ય રોશમાં અને આળસુ વિચારમાં બેસી રહ્યા નહિ. તે એક કાર્યદક્ષ પુરૂષ હોઈને તે સંજોગોમાં જેટલું બની શકે તેટલું કરવાને તૈયાર થયા. તેણે જોયું કે હિંદીઓ મુસલમાનના ચઢીઆતા બળ આગળ શારીરીક અને માનસિક બળમાં એક નબળા શીકાર જેવા હતા. તેમને બચાવવાનો એક રસ્તો એ થાત કે જેવી રીતે પ્રથમ કેટલાંક મંડળના નેતાઓએ કરેલ છે તેવી રીતે તેમની આસપાસ જ્ઞાતિની મજબુત દીવાલ બાંધવી અને બચાવને મજબુત કરવો. પણ તે માત્ર ક્ષણિક ઈલાજ થઈ પડત અને તેની અસર કંઈ થાત નહિ. જ્યાં સુધી હિંદીઓ માત્ર ગાયોના ટોળાં જેવા હોય ત્યાં સુધી જ્યારે ત્યારે તેમને ખાઉ ધરો સિંહ મળ્યા વિના રહેજ નહિ. બળ તો અંદરથીજ પ્રગટ થયું જોઈએ. ગાયો પોતેજ શારીરીક અને માનસિક બળમાં સિંહો થઈ જવી જોઈએ કે જેથી કરીને તેઓ પોતાનાજ બળથી ગમે તે દુશ્મનને ખુલ્લા મેદાનમાં મળી શકે.

પોતાના દેશને નિરાધાર સ્થિતિમાં જોઈને તેણે તેનું કારણ શોધી કાઢ્યું કે નૈતિક અધઃપતન એજ તેનું મૂળ કારણ છે. જ્યારે તેને એક મિત્રે પૂછ્યું કે આ દુઃખ લોકો ઉપર શામાટે આવી પડ્યું હશે ? ત્યારે તેના જબાબમાં તેણે કહ્યું કે "પ્રભુએ એવું નિશ્ચિત કર્યું છે કે કોઈ પણ માણસનું પતન થાય ત્યારે પહેલાં તેના સદ્ગુણો આલ્યા જાય છે." તેને ખાત્રીજ હતી કે જ્યાં સુધી માણસો અજ્ઞાનતા અને પાપમાં રચ્યાં પચ્યાં રહેશે ત્યાં સુધી તેમને માટે કંઈજ થઈ શકશે નહિ. તેણે પ્રથમ તેમને કેલવણી આપવાનું કાર્ય શરૂ કર્યું. "સત્ય એજ બધાંનો ઈલાજ છે. માત્ર સત્યથીજ પાપો નાશ પામે છે." ગુરૂ નાનકે મનુષ્યોને કહેવાતા અનેક દેષ્ટ દેવીઓના ફાંસલામાંથી છોડાવ્યા અને તેમને એકજ સર્વ શક્તિમાન પ્રભુને આ જગતનો સૃજનહાર અને પાલક તરીકે સ્વીકારવાનું શીખવ્યું, પછી તે પ્રભુને તેઓ ગમે તે નામથી ઉદ્દેશે તેની હરકત નહિ. " માણસે એક પ્રભુસિવાય બીજા કોઇને માનવાનોજ નથી" અવતાર કે ખાસ પ્રભુના પ્રકટ થવાની વાત ખોટી છે. રામ, કૃષ્ણ, મહમદ, વિષ્ણુ, બ્રહ્મા, શિવ, અને બીજાં ખસલી ભયંકર નામો નાનકે દૂર કર્યાં હતાં. તેમનાં સંબંધી જે વહેમ યુક્ત રસ લેવામાં આવતો હતો તે દૂર કરી તેમનો જે સરળ અર્થ બતાવી આપ્યો. પ્રભુએ જાતેજ બનાવેલા ગ્રંથો છેજ નહિ. બધાં ધર્મ પુસ્તકો મનુષ્યનીજ કૃતિઓ છે; જેમાંથી કોઈક વધારે સારાં અને કોઈક ઓછાં સારાં છે.

માણસોને પ્રભુનો પંથ બતાવવાને માટે માણસોએ કરેલા પ્રયત્નોનાં તે પરિણામો છે. આ રીતે, ચાલતા બધા ધર્મોને તેણે સરખી સપાટી ઉપર મૂક્યાં. કોઈ પણ પ્રજાને પ્રભુની

માનીતી પ્રજા તરીકેનો ઈલ્કાબ ધારણ કરવાનો હક નથી. બધાં પ્રભુનાં મનુષ્યો છે. પ્રભુ સર્વનો પિતા છે. માણસોએ તેના બાળકો તરીકે એક બીજા ઉપર પ્રેમ રાખવાનો છે.

"જેઓ પ્રભુને ચાહે છે તે સર્વને ચાહે છે" માણસની કિંમત માણસની દૃષ્ટિમાં વધી. સ્ત્રીઓએ પણ યોગ્ય માન મેળવ્યું.

જ્યારે સ્ત્રીઓમાંથી જન્મેલા પુરૂષો આટલું બધું માન મેળવે છે ત્યારે તે સ્ત્રીઓને ખરાબ શીરીતે ગણી શકાય? આ રીતે જીંદગીના બધા દેખાવો ફરી ગયા. જગત્ કે જેને લોકો પાપનું ગૃહ માનતા અથવા તો માત્ર માયા માનતા તેને હવે પ્રભુનું ગૃહ માનવા લાગ્યા. ઐહિક જીવન કે જેને તેઓ નિરાશામાં ધિક્કારતા હતા તેને હવે સત્કૃત્યોનાં એક સ્થળ તરીકે માનવા લાગ્યા. "જગતની અંદર કરેલી સેવાથી આપણે સ્વર્ગમાં સ્થાન મેળવી શકીશું."

ધર્મનો સમાવેશ માત્ર શબ્દોમાંજ થતો નથી. જે માણસ બધા તરફ સમાન ભાવથી જુએ છે તેજ માણસ ધાર્મિક છે.

ધર્મનો સમાવેશ, દેવળોમાં અથવા ધાર્મિક ક્રિયાના સ્થળોમાં ભટકવામાં અથવા ધ્યાનની જુદી જુદી સ્થિતિમાં બેસવામાં થતો નથી.

ધર્મનો સમાવેશ પરદેશમાં ભટકવામાં અથવા તો પવિત્ર ગણાતાં સ્થળોમાં સ્નાન કરવામાં થતો નથી.

જગતની અપવિત્રતામાં તમે પવિત્ર રહો, આરીતે તમે ધર્મનો રસ્તો મેળવી શકશો. જ્ઞાતિરિવાજના કૃત્રિમ વિભાગોને

તેણે સખ્ત રીતે વખોડી કાઢયા; જેનાથી લોકો એક બીજા ઉપર સમાન ભાવથી ચ્હાતા બંધ પડે છે.

"જ્ઞાતિ ભેદ પાળવો અને મોટાં નામો ઉપર દંભ કરવો તે અર્થ વગરનું છે." *

ધર્મ ગુરૂનો વર્ગ હોવાની જરૂર નથી.

"જે પ્રભુને ભજે છે તે માનનીય છે."

ગુરૂ નાનક હિંદના પહેલા પેગંબર હતા; તેમણે જ્ઞાતિભેદ વિરૂદ્ધ હિંદની સરહદની બહાર પણ હિલચાલ કરી હતી.

તેજ હેતુ પાર પાડવાના ઇરાદા થી ગુરૂએ જનોઇ પહેરવાની, ગત થયેલા આત્માઓના કલ્યાણ અર્થે બ્રાહ્મણોને જમાડવાની, તથા માણસોમાં ઈર્ષ્યા તથા ભિન્નતા લાવે અને એક બીજાં તરફ તિરસ્કાર ઉત્પન્ન કરે તેવો ખાસ પોશાક કે જીંદગીનો ખાસ કાર્યક્રમ રાખવાના રિવાજને વખોડી કાઢ્યાં. પોતાની જાતને પવિત્ર માનવાના વહેમને તેણે ખુલો કરી દીધો. તેણે કહ્યું કે

"જેઓ પોતાનાં શરીરને ધુએ છે તેઓ પવિત્ર નથી"

પણ, નાનક, જેમના હૃદયમાં ઈશ્વર વસે છે તેઓજ પવિત્ર છે"

"રસોઈ કરવા માટે અમુક જગાએ લીંપીને તેઓ તેને ફરતી લાઈન દોરે છે,

* જાપજી—કોઈ પણ પુરુષ અગર સ્ત્રી ધાર્મિક ક્રિયાઓ કરી શકે પ્રાર્થના કરાવી શકે, અને ધાર્મિક સભાઓનો નેતા થઈ પ્રાયશ્ચિત્ત તથા સંસ્કારો આપી શકે છે. લેખકે કેટલાક પિતાઓને પોતાની પુત્રીઓનાં લગ્નો કરાવતા જોયેલ છે.

અને વચ્ચે બેસે છે, તેઓ જુઠા છે; તેથી કહે છે, 'અડકશો નહિ ! અરે અડકશો નહિ ! નહિતર આ અમારી રસોઈ અથડાઈ જશે' પણ તેમનાં દુષ્કૃત્યોથી તેમના દેહ અથડાએલાજ છે,

અને જ્યારે તેઓ પોતાનું મુખ સાફ કરે છે ત્યારે પણ હૃદયો જુઠાં જ છે."

નાનક કહે છે, એક સાચા પ્રભુનું ધ્યાન ધરો; જો તું પવિત્ર હોઈશ તો તને સત્ય સમજશે. અપવિત્રતાનો એક બીજો પણ ખ્યાલ હતો. જ્યારે કોઈ કુટુંબમાં જન્મ કે મરણ થાય, ત્યારે તે કુટુંબનાં બધાં માણસો અને તેની જ્ઞાતિવાલાઓ અપવિત્ર ગણાતા એને તેમના સ્પર્શથી કસોઈ કરેલ ખોરાક અથડાતો. ગુરૂ કહે છે,

"જો આપણે અપવિત્રતાના વિચારને માન્ય રાખીએ તો દરેક વસ્તુમાં અપવિત્રતા જણાશે. છાણ તથા લાકડાંમાં જંતુઓ રહે છે. અનાજનો એક દાણો પણ એવો નથી કે જેમાં જીવ ન હોય.

પ્રથમ તો પાણીમાં પણ જીવ છે કે જેનાથી દરેક વસ્તુ તાજી અને લીલી રહે છે.

આપણે અપવિત્રતા શી રીતે દૂર કરી શકીએ ? તે તો આપણાં રસોડામાં પ્રવેશ કરશે. નાનક, આપણે આરીતે અપવિત્રતા દૂર નજ કરી શકીએ. તે તો માત્ર ખરાં જ્ઞાનથીજ દૂર થઈ શકે છે."

"હૃદય લોભથી અપવિત્ર થાય છે, અને જીભ જુઠાણાથી અપવિત્ર થાય છે; આંખો બીજાનું દ્રવ્ય, સ્ત્રી અને તેના

સૌંદર્ય ઉપર દૃષ્ટિ કરવાથી અપવિત્ર થાય છે; કાન હલકીવાતો સાંભળીને અપવિત્ર થાય છે. આ પવિત્રતાથી આત્મા નર્કે જાય છે. સ્પર્શથી થતી બધી અપવિત્રતા માત્ર વહેમજ છે. જન્મ મરણ પ્રભુનો આદેશ છે; આપણે તેની ઇચ્છાથી જઇએ છીએ અને આવીએ છીએ. જીવનને માટે પ્રભુએ આપેલ ખાવા પીવાની વસ્તુઓ પવિત્ર છે.

નાનક, જેમણે ગુરૂપાસેથી આ જ્ઞાન મેળવ્યું છે તેઓ આ અપવિત્રતામાં માનતા નથી" તેના વર્તણુક માટેના સામાન્ય નિયમો બહુજ સાદા અને નમ્ર હતા, તે એટલે સુધી કે તેમણે જુની બેડીઓને ઠેકાણે નવી નાખી નહિ, અને લોકોમાં અંતઃ-કરણની પ્રેરણા જાગ્રત કરી.

"જે રીવાજો તમે તમારા સનમને ભુલી જાઓ તે રિવાજો દૂર કરો"

"મ્હારા મિત્ર, જે ખોરાકથી શરીરને દુખ થાય છે તે ખોરાક ખરાબ છે અને ખરાબ વિચારો તે પ્રમાણે મનને ખરાબ કરે છે." તેવોજ સાદો નિયમ પોષાક અને સવારીને માટે તેણે આપેલ છે.

ગુરૂ નાનકે આપેલા સિદ્ધાંતો ઉત્તમ અને લોકોની જરૂરીઆતને અનુસરતા હતા. પણ ગમે તેવા ઉચ્ચ સિદ્ધાંતોના માત્ર ઉપદેશથી પ્રજા ઉત્પન્ન થઈ શકતી નથી. ઇચ્છિત પરિણામો મેળવવા માટે પ્રથમ બે વસ્તુઓ આવશ્યક છે. ( ૧ ) લોકોની સામાન્ય બુદ્ધિમાં સુધારો કરવો, અને ( ૨ ) એકતાની લાગણી. પહેલી વિના લો-કોમાં સહકારની પ્રેરણા થાય નહિ; અને બીજી વિના પ્રજાકીય

જુસ્સો ઉત્પન્ન થાય નહિ કે જે જુસ્સાથી એક બીજીસાથે સમજુતીની કબુલાત આપવાની ટેવ પડે. ધિકકાર અને અવિશ્વાસથી ઉત્પન્ન થતો વારંવાર કલહ તે ટેવ તુટી છુટી પડશે અને કદી એક બીજી સાથે બેસી શકશે નહિ. આપણે જોઇએ કે ગુરૂ નાનકે કેટલે દરજ્જે આ બે વસ્તુઓને આગળ વધારી.

ધાર્મિક ક્રિયાઓમાં સ્વદેશી * ભાષાનો ઉપયોગ કરીને તેણે એક રીતે લોકોમાં રાષ્ટ્રીય જુસ્સો ઉત્પન્ન કર્યો; અને ધાર્મિક સૂત્રો પ્રાર્થના મંદીરોમાં ગાવાથી તથા વિચાર અને આદર્શની આપલે કરવાથી તે જુસો બળવાન બન્યો હતો. તેનાથી લોકોની સમજ શક્તિમાં પણ વધારો થયો. પોતાની માતૃભાષા મારફતે મહાન સત્યો જાણવાથી તેમનામાં નવિન વિચારો ઉત્પન્ન કરવાની શક્તિ પણ ખીલી. આ ઉપરાંત બુદ્ધિમાં પણ પ્રકાશ ફેલાયો કે જેની સાથે નવા સ્થાપિત થયેલ ધર્મનો જુસ્સો અને વફાદારી પણ આવ્યાં "પ્રેમ અને ભકિત મનને પ્રકાશિત બનાવે છે." ગુરૂ નાનકનો ઉપદેશ કરવાની રીત એવી સરસ હતી કે તેણે જે જે વસ્તુઓનો ઉપદેશ કર્યો તે ટુંક સમયમાંજ પ્રખ્યાત થઈ ગઈ. સત્ય જાહેર કરવાની તેની જુસ્સા ભરીરીત તથા કંઈક જુદીજ તરેહની તેની પોષાક પહેરવાની રીતથી આસપાસની દૈનિક પરિસ્થિતિમાં તે એક દેખાઈ આવે તેવો પુરૂષ હતો. તે બધે સ્થળે એક પ્રભુના ભક્ત તરીકે જાણીતા થયા. તેનાં કાવ્યો ભટકતા ફકીરી શીખી લેતા અને તેને સારંગીની સાથે ગાતા.

---

* પંજાબી સાહિત્ય શીખ ધર્મની સ્થાપનાથી શરૂ થયું, તે વખત પહેલાં પંજાબી ભાષામાં લખેલાં પુસ્તકો નથી.

સર્વથી ઉત્તમ વાત તો એ છે કે તે પોતાના અનુયાયીઓ સાથે ગામડાંઓમાં શાળાઓ ખોલવાના કાર્યમાં સામેલ થયા, તેથી ફરીને જ્યાં જ્યાં શીખ મંદીર હતું ત્યાં ત્યાં છોકરા અને છોકરીઓની પ્રાથમિક શાળાપણ હતી. આ પદ્ધતિ થોડા વખત પહેલાં સુધી ચાલુજ હતી; અને હાલ પણ કોઈક સ્થળે ચાલુ જણાશે.

પોતાના વિચારોને વ્યવહારૂ સ્વરૂપ આપવા માટે ગુરૂ નાનકે જગતની અંદર પવિત્ર જીંદગી ગુજારી. તેની યુવાવસ્થામાં તે રાજ્યનો ભંડારી હતો, અને દરરોજ નો ધર્માદો કરવામાં પણ તેણે પોતાની ફરજ પ્રમાણિકપણે બજાવી. તેની સાથે તે પોતે એક સંપૂર્ણ ગ્રહસ્થાશ્રમી હતા, એક ઊત્તમ પતિ હતા, અને ઉત્તમોત્તમ ભાઈ હતા. છેવટે કેટલાંક વરસો ઉપદેશ અને મુસાફરીમાં કાઢીને તેઓ કરતારપુરમાં એક ફતેહમંદ ખેડુત તરીકે સ્થાયી થયા.

તેમણે આ બધું કર્યું; પણ શારીરિક અને નૈતિક ધર્મમાં પતિત થયેલ પ્રજા પોતાનું મસ્તક ઉચકી શકે અને પોતાના ખરાં સ્વરૂપને ઓળખી તે પહેલાં તેને ઘણું જ કરવાનું બાકી હતું. તેણે તેમને ઉત્તમ ધાર્મિક બખ્તર પહેરાવ્યું, કે જે દરેક વ્યક્તિને પોતાની ફરજમાં ઉભો રાખવાને બસ હતું. પણ તેણે જે ધર્મની સ્થાપના કરી હતી તે ધર્મને માત્ર થોડીકજ વ્યક્તિઓને મોક્ષ અપાવીને સંતોષ થવાનો ન હોતો.

તે ધર્મની અંદર ઉમદા શક્તિ ભરેલી હતી. અને તે એક વિશ્વવ્યાપી શકિત તરીકે પોતાની સત્તા બેસાડવા માગતો હતો. અને જગત્ પરની સઘળી મનુષ્ય જાતિને બચાવી લેવાને એક જીવંત અને ઉત્સાહી સમાજ સ્થાપવાનો યત્ન કરતો હતો.

ગુરૂ નાનકે તેનો વિશાળ અને મજબુત પાયો નાખ્યો હતો, પણ તેના ઉપરની ઈમારત ભવિષ્યના સંજોગ અને વખતથી મળતાં સાધનોથી બાંધવાની હતી.

કારણ, શિખધર્મ એ માત્ર આચરણના સિદ્ધાંતોજ નથી, તે તો સામાજીક અને વ્યક્તિગત જીવનને વ્યવસ્થિત અને નિયમિત કરનાર છે. "* સત્ય સર્વથી ચઢીઆતું છે પણ તેનાથી પણ ચઢીઆતો શુદ્ધ પ્રેમ છે" કોઈ પણ મનુષ્ય પોતાના હૃદયમાંથી માત્ર ખરાબ બાબતો દૂર કરીને અથવા તો દરરોજ અમુક શ્લોકો બોલીને સદ્ગુણોની ટેવ પાડી શકતો નથી. તે સદ્ગુણો આપણાં દરરોજના જીવનમાં આત્મભોગ આપીને અને દુઃખો સહન કરીને અમલમાં મુકવા જોઈએ. ગુરૂ નાનક પોતે તેના જપજીની અંદર મનુષ્યોના પુનર્જન્મના કેટલાંક અનુક્રમે પગથીઆંઓ ગણાવ્યા પછી વ્યવસ્થાની ચોક્કસ અને વ્યવહારૂ રીત દર્શાવે છે કે જે વ્યવસ્થા માણસનું આચરણ ઉત્તમ રીતે ઘડાય તે પહેલાં તેણે અમલમાં મુકવાની છે. સાચી ટંકશાળમાં આ રીતે આદર્શ ઘડાય છે. લુહાર, દુઃખના અગ્નિ અને ઈશ્વરના ભયરૂપી ધમણથી, પવિત્રતાના હંથાડો વતી ધીરજ ઘડે છે.

અમર પ્રકૃતિને તે પ્રેમના પીગલાવવાના પાત્રમાં ગાળી નાખે છે;

અને દિવ્ય શબ્દના હથાડોવતી સામાન્ય બુદ્ધિરૂપી એરણ ઉપર તેને ટીપે છે.

એટલેકે. સાદા શબ્દોમાં કહીએતો, પવિત્રતા, ધીરજ, ઈશ્વરનો ભય, પ્રેમ અને સહન કરવું તથા દીવ્ય શબ્દ એ કોઈપણ

* શીખનો શબ્દાર્થ વ્યવસ્થા થાય છે.

પ્રજાકે વ્યક્તિને ઉંચે ચઢાવવામાં અગત્યનાં તત્વો છે. માટે કોઈ પણ પ્રજાએ પોતાનું આચરણ ઘડી કાઢયું છે તેમ કહી શકાય તે પહેલાં તેણે આ અનુભવી શિક્ષણમાંથી કેટલોક કાળસુધી પસાર થવું જોઇએ. તેણે અજ્ઞાનતાના કેટલાક સૈકાઓ સુધી એકઠી કરેલ અપવિત્રતા ધોઈ નાખવી જોઈએ. ત્યાર પછી તેણે ભૂતકાળથી ઉતરી આવેલી જુદી જુદી પક્ષપાતી પ્રકૃતિને દાબી દેવી જોઈએ અને ધીરજથી તેના નેતાઓએ જે નૈતિક ફરજો તેને માથે નાખી હોય તેને વશ થવું જોઇએ. તેની અંદરની વ્યકિતઓએ બીજાઓ ઉપર પોતાની છાપ પાડી શકે તે પહેલાં પોતાની જાતને નિયમમાં રાખતાં શીખવું જોઈએ. આ સ્થિતિએ આગળ વધવામાં રક્ષક સિદ્ધાંત ઈશ્વરનો ભય એજ છે. આ રીતે અહંભાવ ને કાઢી નાખીને તેઓ એક બીજાને ચહાતાં શીખે છે. ત્યાર પછી એકતા આવે છે, અને તેની સાથે બીજા લોકોના હકોનું ભાન થાય છે. આ સ્થળેથી સાચા પ્રજાકીય અમલની શરૂઆત થાય છે. ત્યાર પછી એમ બને છે કે તેમની ન્યાય બુદ્ધિમાંથી પક્ષપાત નીકળી જાય છે; અને તેમનામાં અસત્યમાંથી સત્યને પારખી લેવાની સૂક્ષ્મ બુદ્ધિ આવેછે. આનેજ ગુરૂ સામાન્ય બુદ્ધિ કહેછે કે જેની સાથે દરેક વસ્તુની કસોટી રૂપ દિવ્ય શબ્દનો સંબંધ છે. જે પ્રજા આ સ્થિતિએ પહોંચી છે તે સ્વરાજ્યની જવાબદારી લેવાને યોગ્ય છે ( શબ્દના ખરા અર્થમાં કહીએ તો ).

આ પ્રકારના નિયમ અને વ્યવસ્થામાંથી શીખ પ્રજા તેના અનુક્રમે દસ ગુરૂના હાથ નીચે પસાર થઈ.

---

